# दुष्टभार्या दुःख दर्शक.

बनावी प्रसिद्ध करनार,

## ઓઝા લલ્લુભાઈ કાળીદાસ.



श्लोक.

या भार्या दुष्ट चारित्रां सततं कलह प्रियाः ।
भार्या रूपेण साज्ञेया विदग्धैर्दा रूणाजरा ॥ १.

વસંતતિલકા વૃત.

જેનાં ચરિત્ર અતિ દુષ્ટ દિલે જણાય,
દંટાદિ ક્લેશ ઘરમાં હરનીશ થાય;
તેથીન અગ્નિ ગણવો ઉરમાંહિં ઊનો,
સંસાર તેવિ થકિ માનવિ માન સૂનો. ૧

અમદાવાદમાં,
મામાની હવેલી મધ્યે અ૦ યુનાઇટેડ પ્રીં૦ અને
જ૦ એ૦ કં૦ "લિમિટેડ" ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપ્યું.

સંવત ૧૯૩૮. સને ૧૮૮૨.

કિંમત ચાર આના.

૧૫૯૪

**ઉપજાતી વૃત.**

નઠારિ નારી ગણીને નઠારી,
વિચારિ મ વાત મૂખે ઉચ્ચારી;
ગણો દિલે નારિ નઠારિ પ્યારી,
કારી ફળો થાય તું જો વિચારી.

૨૫૯૪

# અર્પણપત્ર.

**મુરબ્બી ભાઈ મણીશંકર વિ૦ છગનલાલ**
ભાવનગર નંબર ૪ થાની સરકારી
ગુજરાતી નિશાળના મેહેતાજી.



આપ મારા મુરબ્બી છો. તથા મારા ઉપર સંપુર્ણ પ્રિતીભાવ રાખી, જેમ મારૂં ભલું થાય તેમ પ્રયત્ન કરોછો. મારૂં લખાણ તથા કવિતા બહાર પડેલી જોવા આપ ઉત્કંઠીત છો. ને આશ્રય આપવામાં આપ અગાઉ પગલું ભરોછો તે કારણથી આ લઘુ પુસ્તક આપને અર્પણ કરૂંછું.



લી. આપનો શેવક,
**ઓઝા લલ્લુ કાળીદાસ ગ્રંથકર્ત્તા.**

# પ્રસ્તાવના.

આપણા આર્યાવર્ત્તમાં બાળલગ્ને ઘણાં વરસથી પગ પેસારો કર્યોછે. તેથી દેશ દીન પ્રતિદીન ખરાબ સ્થિતિએ પહોંચી પાયમાલ થતો જાયછે. એ વાત સર્વે સુજ્ઞ પુરૂષોના સમજવામાં છે. તે છતાં પણ આ વિનાશકારી ચાલને વળગી પોતાની ખુવારી પોતાને હાથેજ કરેછે, તેથી દેશમાં કજોડાં ઉત્પન્ન થાયછે. તથા સ્ત્રી પુરૂષનાં મન દુખાયછે. તે છતાં પણ આ વિનાશકારી ચાલને કાયમ રાખે, તે વધારે અજાયેબ થવા જેવુંછે.

કજોડાં એનો અર્થ હાલનાં સમયમાં થોડોજ સમજાયેલોછે. હાલના લોકોતો ફકત સ્ત્રી મોટી, ને પુરૂષ નાનો આવું હોય ત્યારેજ કજોડું એવું ઉપનામ આપેછે. અથવા સ્ત્રી નાની ને પુરૂષ વૃદ્ધ હોય તેનેજ કજોડું કહેછે. આવી રીતે બે જાતનાં કજોડાંજ હાલના સમયમાં નીંદાયછે. પરંતુ ગુણના કજોડાનું તો તેઓને યથાસ્થિત ભાન પણ હોતું નથી. ગુણનું કજોડું પણ બાળલગ્નથીજ થાયછે. કારણ કે બાળપણે સગાઈ થવાથી તથા આપણામાં સ્ત્રીઓને સગાઈ કરતી વખતે જોવાનો ચાલ ન હોવાથી, તથા ભણવામાં કેટલાએક અણસમજુ રીવાજો હોવાથી ઘણું કરીને આ જાતનું કજોડું થાયછે. "વિદ્યાવિના વિનય આવતો નથી." એ કહેવત બરાબર સ્ત્રીઓને લાગુ પડેછે, કારણ જેણે સારી કેળવણી લીધી

નથી, તથા જેના વાંચવામાં અગર સાંભળવામાં પતિભક્તિના ગુણ આવ્યા નથી. એવી અબુજ સ્ત્રી પોતે સાસરે જઈ પતિને શી રીતે સુખી કરે ? તેનેતો ફક્ત લડવાનું તથા ઘરેણાં લૂગડાં વગેરે ગજા ઉપરાંત ખરચ કરાવી, દેવાની ખાડમાં ઝકાવી દેવાનું સુજેછે.

સઘળા શાણા સજ્જનોના સમજવામાં હશે, કે પુરૂપ ઉપર ઘરનો બધો કારભાર છે. કમાવાનો બોજો બિચારા ધણીને માથેજ હોયછે. તેનેજ જ્યારે અબુજને હઠીલી સ્ત્રી મળેછે, ત્યારે બિચારો હીજરાઇને બેસી રહેછે. કારણકે તે તેને સુધારવાને માટે નીરૂપાય છે. કારણકે કાંઈ પણ ચળકાટદાર હીરો થોડા દિવસ જમીનમાં દટાઈ રહે, તેને થોડા દિવસ પછી બહાર કાઢી અજવાળીયે, ત્યારે પાછો તેજદાર થાયછે. પરંતુ લોઢું એવું બનવું મુશ્કેલ છે. જો સ્ત્રીમાં થોડુંઘણું જ્ઞાન હોય તો પછી તેને સુધરતાં વાર લાગતી નથી. અને જો અજ્ઞાનના ખાડામાંજ હોય, તો તેને જ્ઞાની કરવી બહુ મુશ્કેલ છે.

નઠારી સ્ત્રીથી પુરૂષ હંમેશાં પોતાના મનમાં મુંઝાયછે. કારણકે બિચારો પોતાના કામ ઉપરથી થાકી પાકીને ઘેર સુખ મળશે, એવું ધારી ઉમંગમાં આવતો હોય; ત્યાં તો પેલી વિકાળ ડોળાવાળી વાઘણ તેની આસના વાસના કરવાને બદલે, ફલાણીએ મને આમ કહ્યું, મારે ફલાણાના સાથે બનતું નથી, મારે ફલાણી જાતનું લૂગડું અથવા ઘરેણું જોઇએ છીએ. એ રીતે કડાકુટ કરવા મંડી જાય છે. આથી બિચારો બહારથી આવેલો ધણી એકદમ

મુંઝાઇને જવાબ આપી શકતો નથી. એટલામાં તો જ-બરી લડાઈ મચાવી હજારો માણસો ભેગાં કરેછે. કહો ત્યારે બિચારો નિરપરાધી પતિ તેને શું કરે? કહ્યુંછે કે.—

## श्लोक.

कुग्रामवासोकुलहीनसेवा, कुभोजनंक्रोधवषा चभार्या; पुत्रश्चमुर्खोविधवाचकंन्या, विनाग्नी नाषट्प्रदहंतीकाय: ॥१॥

અર્થ.—નઠારા ગામમાં રહેનાર, નઠારા માણસની સેવા કરનાર, નઠારૂં ભોજન જમનાર, ક્રોધી સ્ત્રિનો પતિ, જેનો પુત્ર મુર્ખ હોય તે, જેને ઘેરે વિધવા સ્ત્રી હોય તે મળી છએ જણ અગ્ની વિના બળી મરેછે. માટે દુષ્ટ સ્ત્રીથી વધારે દુઃખ એકે નથી.

મારૂં કહેવું એવું નથીકે બધી સ્ત્રીઓ દુષ્ટ, અને અ-મર્યાદ છે. પરંતુ ઘણીખરી સ્ત્રીઓ આપણા દેશમાં અભણ હોવાને લીધે અવિવેકી છે. માટે દરેક સુજ્ઞ પુરૂ-ષોએ આપણો દેશ પાછો સારા પાયા ઉપર આવે, તે માટે સ્ત્રીઓને કેળવણી આપી સુધારવી, તેની ચાલતા જમાનામાં અવશ્ય જરૂરછે.

પ્રથમ પ્રયત્ન માટે ભુલચુક સજ્જનો દરગુજર કરશે, એવી આશા છે.

મુ. વાઘનગર } ઓઝા. લલ્લુ કાળીદાસ.
તા. ૧-૩-૮૨ }

# दुष्टनार्या दुःख दर्शक.

## પાત્ર.

| | |
|---|---|
| નરભેરામ ... ... ... ... | એક બ્રાહ્મણ. |
| ગંગાવહુ ... ... .. ... | તેમની સ્ત્રી. |
| દેવબાઈ ... ... ... ... | નરભેરામની મા. |
| કંટક કુંવર ... ... ... .. | પાડોશણ. |
| જમનાંબાઈ ... ... ... ... | ગંગાવહુની મા. |
| અવલબાઈ ... ... ... ... | જમનાબાઇની બેન. |
| દયાકુંવર ... ... ... ... | ગંગાવહુની નણંદ. |
| મણીગૌરી ... ... ... ... | ગંગાવહુની બેન. |
| કર્કશા કુંવર ... ... ... .. | ગંગાવહુની સખી. |
| અલીયસ ... ... ... ... | એક ચોર. |
| ઠગારીબાઈ .. ... ... ... | એક વેરાગણ. |

# दुष्टभार्या दुःख दर्शक.

## अंक १ लो.



## પ્રવેશ ૧ લો.

**સ્થળ નરભેરામને સુવાની જગા. નરભેરામ પાછળથી ગંગાવહુ તથા તે પછી નરભેરામની મા દેવબાઈ.**

નરભેરામ—(સુતો સુતો પોતાના મનમાં વિચાર કરેછે.) અરે પ્રભુ તું આ અવનીમાં પ્રાણી માત્રનો ઉત્પન્ન કર્તા છે, તારી શક્તિ અપારછે, તથા અગાધ શક્તિની સીમાનો પાર મારા જેવા અલ્પ પ્રાણીથી લઈ શકાતો નથી. તેં આ દુનિઆમાં પુરૂષ અને સ્ત્રી બંન્નેને અવતરી સંપસંપી ચાલે માટેજ ઉત્પન્ન કર્યાછે. તે પ્રમાણેજ તેઓ સંપસંપીને રહે, તારી પવિત્ર ભક્તિ હરનીશ નિર્મળ મનથી કરે, તોજ તે આ સંસારમાં સુખથી દિવસ નિર્ગમન કરી શકે. પરંતુ પોતાની દોઢડાહી અક્કલ આ દુનિઆમાં દોડાવી, તમામ હિંદુઓએ બાળલગ્નનો લહાવો લેવા માંડ્યો. જ્યારે કોઈ ઝેરીઝાડ વાવેછે. ત્યારે તેનેજ તેનાં ઝેરી ફળ ખાવાં પડેછે. માટે તેને ખાડામાંથી

સુમતી સુઝાડી બહાર કાઢ. એવી મારી હે પ્રભુ! તારી પાસે પ્રાર્થના છે. તે લક્ષમાં ધાર. (એટલામાં તેની સ્ત્રી ગંગાવહુ આવેછે.)

ગંગાવહુ—તમે શા વિચારમાં સુતા છો? તમારે મારી જરાએ ફીકર હોય એવું દિસતું નથી. તે કાંઈ માણસની માણસાઈ કહેવાય નહીં. તમારી મા, તથા તમારી બેન સાથે મારે બનવાનું નથી, કારણકે તે નાહક મારાપર તગાજો કરેછે. માટે જો તમારે તેમનાથી જુદા રહેવાની ઇચ્છા હોય, તો હું અહીંઆં રહું, નહીં તો પછી મારે પિયર જાઉં. એ વાતમાંથી સારી વાત તમારી.

નરભેરામ—તારા મનમાં જે તુરંગ ઉઠ્યો છે, તેનું ખરૂં કારણ બરાબર મારા સમજવામાં પણ આવ્યું છે. તમે જ્યારથી મારા ઘરમાં પગ દીધો ત્યારથી મારી માતુશ્રી સાથે તથા મારી બેન સાથે અણબનાવ છે. તથા આપણા પાડોસમાં જે હલકા વર્ગના લોકો વસેછે. તેમની સાથે તારે બેનપણાં છે. તે પ્રીતી છોડવા માટે તથા સારા લોકનાં બૈરાં સાથે ઓળખાણ કરવાનું કહે, તેમાં શું અડચણ છે?

ગંગાવહુ—એમ કહેવાની તેમને તથા તમને પણ જરૂર નથી. મહોબત થવી એ પોતાની ખુશી ઉપર વધારે આધાર રાખેછે. જેની સાથે પોતાનું દિલ ગોઠતું ન હોય, ને તે ઘર આખા ગામમાં ભલે બધા લોકોના કરતાં ઊંચા દરજ્જાનું હોય, ને શ્રેષ્ટ ગણાતું હોય, તો પણ તે ઘરનાં માણસ સાથે મહોબત થતી નથી. ને જો

પોતાનું દિલ મળ્યું હોય, એવું ઘર કદી આખા ગામમાં કનિષ્ટ ગણાતું હોય, તો પણ તેમની સાથે વધારે મહોબત થાયછે. મારા બાપના પાડોશમાં ઉપલા પંડ્યાની દિકરી કર્કશાકુંવરની સાથે મારે બેનપણાં છે. એને ને મારે એટલી બધી પ્રીતીની ગાંઠ બંધાએલી છે; કે હું જ્યારે કુંવારી હતી ત્યારે મારી માને ત્યાં અમે બંને રમ્યા કરતાં. તેટલીબધી પ્રીતી હોવાને લીધે, તેમને જોઇતી તમામ ચીજો હું છાનીમાની મારી માના ઘરમાંથી ચોરીને આપતી. તેમ કરતાં બંધ પાડવા માટે મારી મા મને વારંવાર ઘણી વખત ધમકાવતી, તથા કોઈ વખત મારતી. તો પણ હું તેમને જોઇતી વસ્તુ પહોંચાડવામાં પાછી હઠતી નહીં. માટે આ દુનિઆમાં મહોબત થવી એ પોતાની ખુશી ઉપર વધારે આધાર રાખેછે. માટે એ બાબત વિષે તમારી માને તથા તમારે કહેવાની કાંઈ પણ જરૂર નથી.

નરભેરામ—શા માટે જરૂર નથી ? નઠારે માર્ગે ચાલનારને સારે માર્ગે ચલાવવાનો દરેક માણસનો ધર્મ છે. તારી માયે તને નઠારે માર્ગેથી ( કર્કશા કુંવરની દોસ્તીને ) અટકાવી, સુમાર્ગે ચડાવવા શીખામણ આપી. તે પણ તેં માની નહીં, એ બહુજ ખોટું કામ કર્યું. મા બાપનું વ્યાજબી ને હીતાર્થે કહેલું વચન ઉથાપન કરવા જેવું, આ જગતમાં માણસને નીચુ જોવરાવનારૂં બીજું કાંઇ નથી. તેં એવી હલકી બાબતમાં તારી માનું કહ્યું માન્યું નહીં. માટે ઘણુંજ મુર્ખાઇનું કામ કર્યું, એમ સમજવું.

ગંગાવહુ—એમાં મુર્ખાઈ શાની ? તમારે બરાબર વીચાર કરીને બોલવું. નહીંતો માથું કુટીને મારો જીવ તમને આપીશ. (એમ કહી રડવાને કુટવા માંડેછે.) અરે કમબખ્ત માબાપો ! તમે મને આવા અસહ્ય દુઃખના ખાડામાં શા માટે નાંખી ? દુનિઆમાં સારા ઘરનો દુકાળ પડ્યો હતો, કે આવા દુષ્ટના ઘરમાં નાંખી, કે એક દિવસ પણ સુખમાં જતોજ નથી. ખાવાનું પણ પેટ પૂરણ મળતું નથી. સાસુ નણંદતો કજીયે હેઠોજ મેલતી નથી. બળ્યું આ સાસરૂં. (એમ કહી મોં વાળીને રોવા માંડેછે.)

દેવબાઇ—શું છે વહુ કેમ રોવા માંડ્યું ? (ઉપર આવેછે. એટલે નરભેરામ ઉઠીને બીજે બારણે થઈ બજારમાં ચાલ્યો જાયછે.)

ગંગાવહુ—શું છે તે શું ? આ મારાં અભાગીયાં માબાપે મને દુઃખમાં નાંખી. માટે મારૂં લાગ્યું હું ભોગવી મોં વાળુંછું.

દેવબાઇ—જરા છાનાં રહીને કહો શું છે ?

ગંગાવહુ—આ તમારો દિકરો મને મારીને ચાલતો થયો, તમે કાંઇ આડું અવળું સમજાવ્યું હશે માટે મને મારી. મારે હવે આ ઘરમાં નથી રહેવું. (એટલામાં કંટકકુંવર જઇને ગંગાવહુની માને તેડી આવેછે.)

જમનાંબાઇ—(આવીને) દેવબાઈ આ ભવાડામાં કાંઇ મારી દિકરી સુખ પામવાની નથી. પરણીને તમારે ઘેર આવ્યા પછી સુખી થઇજ નથી. તે હવે શું સુખ પામવાની હતી.

દેવબાઈ—ધણી ધણીયાણી વચ્ચે વાંધો પડ્યો, એમાં હું શું કરૂં? હું ઘડીક અગાઉ આવી હતી ત્યારે તો કાંઈ નહોતું.

જમનાંબાઇ—કાંઇ નહોતું શું, એ બધું કરાવોછોજ તમે, તમે દિકરો કોઈ નવી નવાઇનો પરણાવ્યો; કે આવા કાળાં દુઃખ દ્યોછો. દુઃખ દેવાને કાંઇ મારી દિકરીને તમારે ત્યાં નથી પરણાવી. મારી દિકરી તો બિચારી ચુંકે ચાં કરે તેવી નથી. તો પણ તેને માથે તમે દુઃખનો ડાભ ઉગાડોછો. જેટલું થાય તેટલું રોજ કરોછો, વળી હવે બાકી રહ્યું હોય તો પુરૂં કરો. હુંતો એમ જાણીશ દિકરી નહોતી.

દેવબાઇ—ભોગ બાઇ જે તમારી દિકરીને દુઃખ દેતું હશે એના. અમારા ઘરમાંતો એને સારી રીત રાખી અછો અછોવાનાં કરીએછીએ. તે છતાં પણ તમારી દિકરીને દુઃખ લાગે તો ભલે. એવા દુઃખની મારાથી કાંઇ ના નહીં પડાય.

જમનાંબાઇ—જાણ્યાં એતો ડાહ્યાં. ઘરમાં તો ટંટાવિના એક દિવસ પણ ખાલી જતો નથી. ને વળી "અમારે ઘેર સુખ" એવી વાતો કરતાં પણ શરમાતાં નથી? શું મારી બાઇ! આવુંને આવું સુખ મારી દિકરીને રોજ મળતુ હશે. મારી દિકરીને કાંઈ મારી નાંખવા માટે તમારે ઘેર દીધી નથી. આવું આગળથી જાણવામાં આવ્યું હોત તો મારી ગાય જેવી દિકરીને કસાઇવાડે હરગીસ આપવા ન દેત. મારી દિકરી પેટ સમાણી તે

હાલે સમાશેજ. ઉઠ ગંગા ચાલ ઘેર. (ઘેર તેડી જાયછે.)

નરભેરામ—(રસ્તામાં.) અરે પ્રભુ આજદિવસ સુધી જે થયું તે મુંગે મોઢે સહન કર્યું, ને વળી આજે કમ નસીબથી કુભારજાને છેડીને ઘરમાં વઢવાડ કરાવી. મેં ભુલ ખાઇને સુતેલા સિંહને જગાડ્યો! અરે! હું ન બોલ્યો હોત તો આટલો ફજેત ન થાત. નઠારી સ્ત્રીથી ઘણી જાતનાં દુઃખો સહન કરવાં પડે છે. તે કાંઈ ખોટું નથી.

## ઇંદ્રવિજય છંદ.

નારિ નઠારી મળે નરને ખરને તુલ્ય તેહ નકી નર થાશે,
આબરૂ જાય અખીલ વિષે અતિશે દુખિ તે નર નિત્ય જણાશે;
દુઃખતણા ડુંગરા પડશે શિર સુખ બધું દુખમાંહિં તણાશે,
ચેતિ હિંદુ જન લગ્ન કરો નહિ નારિ નઠારિ થકી જિવ જાશે.
ઘા કદી જો સમશેર તણો પડશે શરિરે પણ તે નહિં કારી,
જાય કદી દ્રવ્ય ચોરતણે કર તોપણ દુઃખગણું નહિં ભારી;
જો ભટકે થઇ રોજ ભિખારિ ઘરો ઘરતો હજિ હાલત સારી,
દુઃખીઅતી દુનિઆ મહિં દેખું હું જે નરને મળિ નારી નઠારી.

માટે હે પ્રભુ! મેં તારો શો અપરાધ કર્યોછે? કે મને આ સંસારમાં નઠારી સ્ત્રી આપી, શું તારા દરબારમાં ભલી ને ગુણવાન સ્ત્રીનો તોટો હતો? કે મારે માટે આ દુષ્ટ અને મીજાજદાર સ્ત્રીને નિર્માણ કીધી. પણ ખેર એમાં તારો શું વાક? વાંક બધો મારાં મા બાપનો કે બાળપણે પરણાવ્યો. (એમ કરી સુવા જાયછે.)

---

# પ્રવેશ ૨ જો.

**સ્થળ નરભેરામનું ઘર, અવલબાઈ ને દેવબાઈ.**

અવલબાઈ—(બહારથી આવીને.) કોઇ ઘરમાં છે ?

દેવબાઈ—આવો અવલબાઇ તમે આજ ક્યાંથી પગલાં કર્યા ? (પાથરણું પાથરી બેસારેછે.)

અવલબાઇ—તમેતો હમણાં બહુ કામમાં પડ્યાં દેખાઓછો; કે અમારા ઘર તરફ પણ આવતાં નથી.

દેવબાઈ—શું કરૂં વેવાણ, ગંગા વહુને તમારી બેન લઈને તેડી ગયાં. ત્યારથી ઘરનું બધું કામકાજ મારે જાતેજ કરવું પડેછે. તેથી જરાપણ નવરાશ નથી મળતી. તમારા મનમાં કાંઈ એમ થાયછે કે વેવાણનીવતી જઇને ગંગાને તેડી લાવું.

અવલબાઈ—અરે એ શું બોલ્યાં ! જો તમારી મરજી હોય તો અત્યારે તેડી લાવું. જોઉં પછી એ કેમ નથી મોકલતી વારૂ.

દેવબાઈ—તમારી બેન તેડી ગયાં ત્યારથીજ મારા મનમાં વિચાર થતો હતો; કે હવે કોઈ ડાવકું માણસ હોય, તેનેજ તેડવાને મોકલવું, એટલે સમજાવીને તેડી લાવે. ત્યાંતો આજેજ તમે આવ્યાં, માટે હવે જઇને તમારી બેનને સમજાવી તેડી લાવો.

અવલબાઇ—એમાં શી મોટી વાતછે. લ્યોને ત્યારે હુંજ તેડી લાવું. (અવલબાઈ તેડવા જાયછે.)

જમનાંબાઇ—(અવલબાઇને આવતી દેખીને) આવ બેન આજ તો બહુ દહાડે આવી ચડી. (પાથરણું પાથરી આપેછે.)

અવલબાઈ—આજ સેહેજ વિચાર થયો કે ઘણાક દિવસથી મળી નથી માટે જઈને મળી આવું. વળી બીજું પણ કામછે.

જમનાંબાઇ-બહુસારૂં. તારે જે કામ હોયતે ખુશીથીકહે.

અવલબાઈ—આપણી ગંગાને સાસરે હું આજે ગઇ હતી. ત્યારે ગંગાની સાસુએ મને કહ્યું; કે તમે જઇને ગંગાને તેડી લાવો, માટે હું આવીછું. વળી તેણે કહ્યુંછે કે હવે દશરાના દિવસ નજદીક આવ્યાછે. માટે લુગડાં લત્તાં જે કરવાં હોય તે કરીને દશરાનું આણું મોકલી, વળી દશરા પછી ભલે તેડી જાય ક્યાં પરગામછે.

જમનાંબાઇ—અરે બેન અવલ તારો તે કાંઇ દાહાડો ઉઠ્યોછે, કે શું થયુંછે. હજીતો કાલ સવારેજ મારી દિકરીને ટંટો કરીને કાડી મૂકીછે. અને આજે તેડવા મોકલતાં પણ શરમાણી નહીં.

અવલબાઇ—ટંટો કરીને કાંઇ તારી દિકરીને દુઃખ દીધું નથી. કે કાંઈ મારી નથી. વળી તેના ઘરમાં દુઃખ હોય એમ પણ મને લાગતું નથી. કારણ કે ગંગાનો વર મારી પાસે આવ્યો હતો. તે કહેતો હતોકે હુંતો તમારી ભાણેજનો જીવ કોઇ વાતે દુખાવા દેતો નથી. પણ તમારી ભાણેજતો કોઇ તરેહવાર બીજાજની છે. કે તેમને ઘડી એક કજીઆ વિના ગોઠતું નથી.

જમનાંબાઇ—એતો અમસ્થો કહેતો હશે. આપણને શું ખબર પડે કે તેના ઘરમાં શું દુઃખ હશે. આપણે પાડોશમાં રહેતાં હોઇએ તો જાણીયે, પુછી જો ગંગાને કે તેને એક દિવસ પણ સુખે રોટલો ખાવા આપતાં નથી. ને વળી કામ કરાવીને મારી દીકરીને મારી નાખેછે. નણંદતો હમેશાં ભાઇ બાપને ભાંડ્યાજ કરેછે. જમાઇમાંતો દુકાનીનો માલ હોય ત્યારકે;

હમેશાં મા બેનની શિખવણી સાંભળી કજીયો કર્યાજ કરે. જાતે ભણી ગણીને કમાવા શીખ્યોછે. પણ મા બાપના ડુંખા ખાધાજ કરે, પણ તેમના જૂદો ન થાય ને અમસ્થો મારી દીકરીને માથે દુઃખનો ડાભ ઉગાડે છે.

અવલબાઇ—એતો બધું ઠીકછે. પણ મારા ધારવામાં તો ગંગાનો વર એવા હોય, એમ મને લાગતું નથી. તે તો બિચારો જેમ તારી દિકરી રાજી રહે તેમ કરેછે; તેમ છતાં પણ તારી દીકરી અહીંઆં આવી તને ગમે તેમ સમજાવી ભંભેરે, ને તું પણ કોઇને પૂછગાછ કર્યા વિના તારી આંધળી અક્કલને ઊંધે રસ્તે ચડાવી, ધ્યાનમાં આવે તેમ બોલે એ કાંઈ ઠીક કહેવાય નહીં. તું તે દિવસે જઇ તેને ઘેર લડીને ગંગાને તેડી લાવી, તો પણ ગંગાની સાસુ તે વખત કશું પણ બોલી નહોતી. તેનો વિચાર કરીને પછી તેનું વાકું બોલ તે વાજબી કહેવાય.

જમનાબાઇ—ગમે તેમ હોય પણ હુંતો મારી ગરીબ ગાય જેવી દિકરીને કસાઇવાડ નહીં મોકલું. હમેશ ઉઠીને

સંતાપ આપણે મોટાં છીએ તો પણ સહન કરી શકતાં નથી. તો બિચારી કુમળા છોડ જેવી સુકુમાર બાળક આ કષ્ટ કેમ સહન કરી શકે ? તેનો જરા વિચાર કરવો જોઈએ.

અવલબાઇ—તું જે બોલેછે એ તમામ ગેરવાજબી છે. કારણકે કાંઇ દુનિઆમાં આપણેજ દીકરી છે ? શું બીજાને પુત્રી નહીં હોય ? ને તેઓ પુત્રીને પરણાવીને સાસરે વિદાય નહીં કરતાં હોય ? તથા સાસરે મોકલવા પછી સાસરીયામાં સાસુ નણંદ સાથે તકરાર નહીં થતી હોય ! માટે મારા કહેવા પ્રમાણે ચાલી તું તારી દીકરીને સાસરે મોકલે તો વધારે સારૂંછે. નહીંતો તારી દીકરીના હકમાં જન્મ પર્યંત અવગુણ છે. વળી આપણે શું અન્ય વરણનાં છીએ ? કે આપણાથી બીજે સ્થળે વિવાહ થશે ? અને આપણો વિવાહ તે શું કુંભારના હામ બરોબરે છે ? કે પસંદ ન આવે તો બદલાવી લઇએ.

જમનાંબાઇ—અરે બેન એતો સઘળું હું સમજુંછું. પણ મારૂં મન નિત્ય ઉઠીને ભવાડા થાય તે ઘરે મોકલવાને ચાલતું નથી.

અવલબાઇ—શેણે ભવાડા થાયછે ? એ વાંક બધો તારી દિકરીનો છે; કે તારી પાસે હમેશાં આવી જૂઠું બોલેછે. વળી તું ગંગાને સાસરે શામાટે નહીં મોકલે ? જ્યારે ત્યાં નહીં મોકલે ત્યારે બીજે ક્યાં મોકલીશ ? તેનો તો જરા વિચાર કર. આપણે તો ઘણું જીવો જમાઇ કે તે મને સારીરીતે રાખેછે; માટે મોકલ.

જમનાંબાઈ—ઠીક ત્યારે જેમ તારી મરજીમાં આવે તે ખરૂં.

અવલબાઈ—ત્યારે તો ઠીક. મારી મરજીમાં એમ આવે છે કે તેને આજને આજ મારી સાથે મોકલ. કહેવત છે કે "મોટી દિકરી મસાણ સારી કે સાસરે." માટે બધી તૈયારી કરી મારી સાથે વિદાય કરે કે ટંટો મટી જાય.

જમનાંબાઈ—બહુ સારૂં. (અવલબાઇ સાથે ગંગાને મોકલે છે.)

---

# પ્રવેશ ૩ જો.

**સ્થળ દેવબાઇનું ઘર, દેવબાઈ પાછળથી અવલબાઈ.**

દેવબાઈ—(મનમાં) અરે! કોણ જાણે શા કારણથી અવલ બાઈને આટલી બધીવાર લાગી. મોકલવાને માટે રગઝગ પણ થતી હશે. (એટલામાં અવલબાઇ આવેછે.)

અવલબાઈ—દેવબાઇ જો આ તમારી વતી જઇને તેડી લાવી.

દેવબાઇ—(આવીને) ધન્યછે બાઈ! તમે તો રંગ રાખ્યો. આજ તમે મારૂં મહત્‌કાર્ય કરી મારા ઉપર મોટો ઉપકાર કીધો.

અવલબાઈ—એશું બોલ્યાં? માણસનું કામ માણસ કરેછે તેમાં કાંઇ મેં નવાઇ કરી નથી.

દેવબાઈ—ધન્યછે બાઇ! તમારા મનમાં જરાપણ મોટાઇ નથી. તેથી ઇશ્વર તમારૂં ભલું કરે.

અવલબાઇ—ત્યો ત્યારે મારે કેટલું એક કામ છે માટે જાઉંછું.

દેવબાઈ—ત્યારે પધારો આવજ્યો. (અવલબાઇજાયછે.)

નરભેરામ—માજી હું આજે મારા મિત્રોને જમવાને વાસ્તે નોતરૂં દઇ આવ્યોછું. માટે તેને માટે કાંઇ જમવાનું બનાવજ્યો.

દેવબાઈ—દિકરા તું જાણેછે. આજ હું ઘણા દિવસથી માંદીછું. બપોર થાય એટલે તાવ આવેછે, મારામાં ટાઢને લીધે ખાવાની પણ શક્તિ નથી. તો વળી તારા દોસ્તને માટે ખાવાનું કેમ કરી શકું? તેનો તો જરા વિચાર કર. તારી માસીજી જઇને વહુને તેડી લાવ્યાં, ત્યારે તે વળી થોડું ઘણું ઘરનું કામકાજ કરેછે; વળી તેને આવ્યાં પણ બેચાર દિવસ થયાછે માટે તેને પૂછીજો તારા મિત્રને માટે જમવાનું બનાવે તો. તારા જમવાનું કહેવા અગાઉ મને પૂછી જોવું હતું.

નરભેરામ—તમારા શરીરને સુવાણ નહોય તો એમને કહો કે તે જમવાનું બનાવે.

દેવબાઇ—તું પૂછીજો હુંતો નથી પૂછતી.

ગંગાવહુ—(વચમાં બોલી ઉઠેછે.) તમારી માને પૂછો કે દિકરાને પરણાવીને વહુ આણીછે, કે લોંડી વેચાતી લીધીછે? કે આટલા થોડા વખતમાં મારેથી જમવાનું નહીં બનાવી શકાય. જો જમવાનું કહેવું હતું તો પ્રાતઃકાળમાં ઝાહેર કરવું હતું. કે મારા મિત્રો જમવા આવવાના છે.

નરભેરામ—(મનમાં) અરે! આતો રોકડો જવાબ આપેછે. જવાબ આપતાં જરાપણ વિલંબ થતી નથી. સારો જવાબ તો તેના મુખવાટે નીકળ્યો હોય એમ મને યાદ નથી. હશે એર આ વખત જો વધારે બોલીશ તો તે દહાડાની પેઠે વળી ફજેતી થશે. જેને નઠારી સ્ત્રીહોય તેને અનેક પ્રકારની ગભરામણ થાયછે.

**મનહર છંદ.**

મળે જો નઠારી નારી, નર ગભરાય ભારી,
હામ જાય હારી કારી ઘા થયો ગણાયછે;
સુખ તો મળે ન લેશ દુઃખમાં વસે હમેશ,
ભાળી ભુંડી ભામની તે ચિત્ત ગભરાય છે;
અંતરનું પટ ક્યાં ઉઘાડી નર વાત કહે,
મનમાં મુઝાય હાય ચિત્તમાંહિં થાયછે;
વાત કરતાં વધારે નર નિરમાલ્ય દિસે,
ભિક્ષુ તેથી બાપડો અતી દુખી દેખાય છે. ૧

એવી અનેક પ્રકારની અડચણ નઠારી સ્ત્રીથી છે. માટે મિત્રોને ચોટામાંથી લાવીને જમાડવા એજ ઉત્તમછે. (જાયછે.)



# अंक २ जो.

# પ્રવેશ ૧ લો.

**સ્થળ નરભેરામનું ઘર, દેવબાઈ તથા નરભેરામ.**

દેવબાઈ—હવે આપણે દશરાનો દહાડો નજદીક આ-વ્યોછે. માટે આપણા ઘરમાં જોઇતો સરસામન તથા લૂગડાંલત્તાં લાવવાનાં છે. બીજો પણ કેટલોએક સર-સામન લાવવો જોઇશે.

નરભેરામ—બહુ સારૂં માજી જે તમે લાવવાની આજ્ઞા કરો, તે તમામ જણસ લાવી તમારી આગળ હાજર કરૂં.

દેવબાઇ—તારી વહુને માટે તથા બેન દયાકુંવરને માટે રેશમી કપડાં લાવવાં જોઇશે. તથા કેટલાંએક સાદાં કપડાં, તથા રેશમી કપડાંને ચોડવા માટે તુઈ તથા પા-લવ પણ લાવવાનાં છે. તે લઇઆવો. તથા સગાં વ-હાલાંમાં આપવા માટે સુખડી પણ જોઇશે. માટે તેપણ સાથેજ લેતા આવવું.

નરભેરામ—બહુ સારૂં જેટલાંવાનાં તમે કહ્યાં તે તમામ હમણાં લાવુંછું.

(એમ કહી બજારમાંથી બધું લાવી આપે છે.)

દેવબાઇ—એટા તમામ કપડાં આણ્યાં?

નરભેરામ—હા માજી. તમારા મગાવવા મુજબ તમામ જણસો આણીછે. હજી બીજું કામ હોય તો કહો.

દેવબાઇ—હજી તારે એક કામ કરવાનું બાકીછે.. તે એકે બજારમાંથી એક દરજીને બોલાવી લાવ; કે તમામ આપણાં કપડાં તેની પાસે વેતરાવીને શીવરાવી લઇએ કે દશરાને દિવસે એ બાબતની પીડા નપડે.

નરભેરામ—બહુ સારૂ માજી. હું હમણાં દરજીને તેડી લાવુંછું. એટલે તમે શીવરાવવાને કપડાં બહાર કાઢી મૂકો.

( તે જાયછે. )

દેવબાઇ—કેમ બેટા? દરજીને તેડી લાવ્યોકે?

નરભેરામ—હા માજી. પછવાડે દરજી આવે છે.

( દરજી આવેછે. )

દેવબાઇ—જુઓ આ કપડાં સૌ સૌનાં પરમાણા મુજબ વેતરાવી શીવરાવી લ્યો.

નરભેરામ—ઠીક. (કપડાં દરજીને આપીને વેતરાવી શીવરાવે છે. )

દેવબાઇ—ગંગાવહુ લ્યો આ તમારાં કપડાં તમારા પટારામાં મૂકો એટલે દશરાને દહાડે પહેરવાને ઝટ કઢાય. ને મેલાં ન થાય.

ગંગાવહુ—એમાં શુંછે તમામ કપડાં તમારી પાસે રાખોને. મેલાં થવા માટે આણ્યાંછે, ત્યારે સાચવીને શું કરવાં છે?

દેવબાઈ—વહુ તમારે બોલવાની છુટ જરા વધારે છે. હજી પેહેરવાનેતો બે ચાર દિવસની વારછે. તેટલા દિવસ તો સાચવી રાખો કે મેલાં થતાં તો રહે.

ગંગાવહુ—ઠીક ત્યારે લાવો પેટીમાં મૂકું. (કપડાં પેટી-

માં મૂકેછે.)

નરભેરામ—(મનમાં) અરે! આવાં ઉંચી જાતનાં કપડાં વધારે નાણાં ખરચીને લાવ્યો. તોપણ તેને જાળવી રાખવાનું જરાપણ ભાન નથી. ને જ્યારે સાચવી મૂકવાનું કહેછે, ત્યારે લડવા દોડે એવો જવાબ આપેછે. અરે પ્રભુ! આ સ્ત્રી હવે કયે દિવસે સુધરશે. લડવા સિવાય બીજું ભાન નથી લડવાથી આબરૂ ઓછી થાય તેની જરાએ ખબર નથી.

ઉપજાતી વૃત.

લડે હમેશાં ઘર જન સાથે, પડે પિડા તેથી અપાર માથે;
ઓછી થશે આબરૂ એથિ અંતે, સંસારમાં સૂખ મળે નરંચે.૧

## પ્રવેશ ૨ જો.

સ્થળ નરભેરામનું ઘર. દેવબાઈ તથા નરભેરામ ને દયાકુંવર.

દેવબાઈ—(સવારમાં ઉઠીને) નરભેરામભાઈ ઉઠ.

નરભેરામ—માજી હું તો ઘણા વખતથી ઉઠીને નાહ્યોછું.

દેવબાઈ—દયાકુંવર બેન ઉઠ. તારી ભાભી પાસે જા ને તેમને ઉઠાડ; કારણ કે આજ પર્વને દિવસે વેહેલું ઉઠવું જોઇએના.

દયાકુંવર—(હરખાતી દોડીને) ભાભી ઉઠો.

ગંગાવહુ—(ઉઠીને તમાચો મારેછે.) રાંડ જો હજી તો દિવસ ઉગ્યો નથી ત્યાંથી ઉઠાડવા આવી.

દયાકુંવર—( ચીસ પાડીને) ઓ મારા બાપરે મને મારી નાંખી!!

નરભેરામ—(દોડીને) અરે બેન દયાકુંવર તેં એકાએક કેમ ચીસ પાડી? તને શું થયું?

દયાકુંવર—માજીએ મને કહ્યું કે તું ઉઠ ને ઝટ ભાભીને ઉઠાડ. તેથી મેં આવી તેને ઉઠાડી એટલે મને જોરભેર તમાચો માર્યો.

ગંગાવહુ—અરે એતો રાંડ જાૂઠા બોલીછે. આવતાં આવતાં ઠેશ આવવાથી પડી ગઈ તેથી તેને વાગ્યું; એટલે આ ઘરમાં મારૂં લોહી હળવું, એટલે જ્યાં ત્યાં મારૂં નામજ દેવાય. મને તમારા સોગનછે, જો મેં તેમને મારી હોય તો. હું કોઇ વખત તમારા સોગન જાૂઠા ખાઉંછું? એને તો જાૂઠું બોલવાની ટેવજ છે.

નરભેરામ—લે દયાકુંવર ચાલ. હશે એતો તું તેની પાસે શામાટે ગઈ? ચાલ હવે માજીને કહીને ચીજો લેવાને માટે બજારમાં જવુંછે, માટે જાઉં.

દયાકુંવર—ઠીક ત્યાં ચાલ. (બંનેજણાં દેવબાઈ પાસે આવે છે.)

દેવબાઈ—દિકરા આજ તો બજારમાં જઈ આપણાં ઘરમાં થાય, તેટલું દુધ લઈઆવ. કારણ કે આજે કાંઈ બનાવવું જોઇશે.

નરભેરામ—ઠીક હું જાઉંછું. પણ મારા આવ્યા અગાઉ જો તે લુગડાં નહીં બદલે તો તમામ કપડાં હું આંચકી લઈશ. (જાયછે)

દેવબાઈ—(વહુ પાસે જઇને) વહુ ઉઠો. કપડાં બદલો તો ઠીક, દિવસ સારીપઠે ચડ્યોછે, માટે ઉઠો. વળી નરભેરામ બજારમાં ગયો ત્યારે કહેતો ગયોછે, કે મારાઆવ્યા અવલ ઉઠીને જો લુગડાં નહીં બદલે તો તમામ કપડાં ખુંચી લઈશ. માટે ઉઠો તો સારૂં, નહીં તો તેનો મિજાજ ફરતાં વાર નહીં લાગે.

ગંગાવહુ—હું તો હરગીસ અત્યારે ઉઠવાની નથી. હજી તો દિવસ ઉગતો આવેછે. એટલામાં જગાડવા આવ્યાં તે શરમાતાંજ નથી? મારા પીયરમાં તો અમે દિવસ ચડ્યા અગાઉ ઉઠતાં નહીં. અહીંઆં આવ્યાં તે નવાઈ થઇ, ગામમાં કાંઇ માણસ વસતાં નહીં હોય. ભલે કપડાં લઈ લે તો, મારે જરૂર થોડીકજ છે.

દેવબાઈ—એતો તમારૂં કહેવું તો ઠીકછે!! પણ નાહીને જરા કપડાં બદલો તો સારૂં.

ગંગાવહુ—તમે મને સુવા દેવાનાં નથી. જ્યારથી અરધીરાત હોય, ત્યારથી ઉઠાડવા માંડોછો જાઓ હું ઉઠુંછું.

( જાય છે. )

ગંગાવહુ—(મનમાં) ચાલજીવ હવે ઉઠું. આ સાસરાની શુળીમાં વેહેલું ઉઠ્યા વગર કેમ ચાલે? મારા પીયરમાં તો સારીરીતે દિવસ ચડે ત્યારે ઉઠીયે, પણ અહીંઆં તે પ્રમાણે ચાલે નહીં. (ઉઠીને કપડાં બદલેછે.)

નરભેરામ—(આવીને) લ્યો માજી તમારા કહેવા પ્રમાણે દુધ આણ્યુંછે. મારે હવે મેળામાં જવુંછે; માટે હું જાઉં

છું. માટે કોઇને કાંઇ મગાવવું હોય તો કહો કે લેતો આવું.

દેવબાઈ—દિકરા તારી ધ્યાનમાં આવે તે લેતો આવજે.

નરભેરામ—બહુ સારૂં. (મેળામાં જાયછે.)

ગંગાવહુ—બાઇજી. મારે આજે તો પીયર જવુંછે.

દેવબાઈ—વહુ તમે કાંઇ ગાંડાં થયાં કે શું? આજે પર્વને દહાડે પીયર જવાય નહીં. આજે તો પીયર હોય ત્યાંથી પણ સાસરે આવેછે.

ગંગાવહુ—ગમેતેમ હોય પણ મારે તો આજે જવુંછે.

દેવબાઈ—આજે તમારે એટલું શું જરૂરીયાત કામછે; કે તમારે ગયા વગર ચાલે તેમ નથી. આજે નહીં ને કાલે ગયાં.

ગંગાવહુ—મારે આજે મારે પીયર જઇને મારી સાહેલી જે ઉપલા પંડ્યાની દિકરી કર્કશાકુંવર છે તેને મળવું છે. કારણ કે આજે પર્વને દિવસે તેને ન મળું તો ખોટું દેખાય.

દેવબાઇ—એતો ઠીકછે. પણ તમારે અગાઉ યાદ લાવી રજા લેવી હતી. કારણકે તે પાછળથી ઠપકો ન આપે.

ગંગાવહુ—રજા લેવાનું શું કારણ છે? પીયર જવાની ના કેમ પડાય.

દેવબાઇ—જો તમારે તેને મળવું હોય તો અહીંઆં તેડાવીને મળો એટલે બસ.

ગંગાવહુ—શું તેડાવનારાં જબરાં! જો તેડાવવાનું ખરે ખરૂં કહેતાંહો તો કાલેજ તેડાવીને તેને દશરાના ઉત્સવ

દાખલ કાંઇક આપવું હતું. તેતો કાંઈ તમારાથી થયું નહીં, ને વળી તેડાવવાનું કહેતાં શરમાતાં નથી?

દેવબાઈ—મને એમ ખબર નહોતી કે તે તમને યાદ આવશે.

ગંગાવહુ—જાણ્યું એલો ડહાપણ રાખોને.(ચાલીજાયછે.)



# પ્રવેશ ૩ જો.

**સ્થળ નરભેરામનું ઘર. નરભેરામ તથા દેવબાઈ.**

નરભેરામ—(મેળામાંથી આવીને) કેમ માજી ઉદાશી દેખાઓછો? છેતો સારૂં. કે કાંઇ ટપાટપી થઇછે.

દેવબાઈ—ના દિકરા કાંઈ તકરાર થઇ નથી. પણ તારી વહુ પીયર ચાલી ગઈ. મેં કહ્યું કે નરભેરામની રજા વિના જવાય નહીં. તોપણ તેતો કહેકે મારે ઉપલા પંડ્યાની દિકરી કંકેશાકુંવર કરીને મારી બેનપણી છે, તેને મળવા જવુંછે. એમ કહી ચાલી ગઈ.

નરભેરામ—(મનમાં) અરેપ્રભુ! રોજ ઉઠીને એ રાંડ-થી મારા ઘરમાં શોક થાયછે. લડાઇને ટંટા તો ઘરમાંથી ખસતાજ નથી. જરા કોઇ કહે ત્યાંતો ઝટ વઢવા ઉઠે. હવે તો આ દુઃખનો છેડો ઝટ આવે તો સારૂં. નહીં તો આથી મરવું ઉત્તમછે. કારણકે આવી રીતે જીંદગીપૂરી કરવા કરતાં મરવું ઉત્તમછે.

દેવબાઇ—શું વિચાર કરેછે? ચાલ ઝટ તારા સસરાને

ત્યાંથી તારે આજે જમવાનું નોતરૂં આવ્યુંછે. માટે તું જમવા જા. પણ તારે ત્યાં કાંઈ બોલવું નહીં.

નરભેરામ—માજી ત્યારે મારે જમવા જવાની બીલકુલ ખુશી નથી.

દેવબાઈ—જો તું જમવા નહીં જાય તો તેમને દુઃખ લાગશે. વળી તારૂં સાસરૂં એટલે તારે બદલે બીજું કોણ જાય.

નરભેરામ—બહુ સારૂં ત્યારે હું કાંઈ નહીં બોલું.

દેવબાઈ—લે આ સુખડી તે તું તારી સાળીને આપજે. તથા એક રૂપિઓ તેના હાથમાં આપજે.

નરભેરામ—ઠીક. (સાસરે જમવા જાયછે.)

જમનાંબાઈ—(નરભેરામને આવતો જોઇને) આવો નરભેરામ ભટ. તમે તો બહુ વાર લગાડી, જરા વેહેલું આવવું હતું.

નરભેરામ—જરા ઘેર કામ હોવાથી રોકાણ થઈ.

જમનાંબાઈ—ઠીક ત્યારે લ્યો આ અબોટીઉં. ને ખાળે પાણીછે તે નાહીલ્યો. ને પછી જમવા બેસો.

નરભેરામ—ઠીક ત્યારે લુગડાં ઉતારી નાહી લઉંછું.

(નાહી લેછે.)

જમનાંબાઈ—ચાલોજમવાનું તૈયારછેમાટેજમવાબેસો.

નરભેરામ—(જમીને બહાર આવીને બેસેછે.)

જમનાંબાઈ—મણીગૌરી? આપણા પાણીઆરાપર નાગરવેલી પાનછે, તે લઇને કાથોચૂનો અંદર નાંખી નરભેરામ ભટને બીડી વાળીદે. ને ખલેચીમાંથી સોબારીઆપ.

મણીગૌરી—બહુ સારૂં. (પાનસોપારી આપેછે.)

નરભેરામ—મણીગૌરી લ્યો આ દશેરાની ખુશાલીનો રૂપિઓ તથા સુખડી.

મણીગૌરી—તમારો રૂપિઓ તથા સુખડી અમારાથી ન લેવાય. (એમ કહીને તેની મા સામું જુવેછે.)

જમનાંબાઇ—લઇલે બેટા. ( રૂપિઓ તથા સુખડી લઈ લેછે.)

નરભેરામ.—ઘરે કેટલુંએક કામછે. વળી પર્વને દિવસ મિત્રને પણ મળવા જવું જોઇએ. તથા કોઇને ત્યાં કાંઈ મોકલવું પણ પડે. માટે આજે અહીંઆં રેહેવાનું બની શકશે નહીં.

જમનાંબાઈ—શું વેવાણને કોઈને ઘેર મોકલતાં નથી આવડતું? તમે જશો તોજ કામ થશે? માટે આજ તો રહો જાઓ.

નરભેરામ—બહુ સારૂં ત્યારે જેવી તમારી ઈચ્છા. (રોકાયછે.)

જમનાંબાઈ.—નરભેરામ ભટ? તમારે સ્ત્રી પુરૂષ વચ્ચે એટલો શું વાંધો પડ્યોછે? કે હરનીશ કજીઆ થયા કરેછે? ગંગાને તો એવી ટેવ છે કે તમારી તરફની વાત એકે પણ કરતી નથી. હું તો એને પૂછીને પણ થાકી; પણ એક બોલ સરખોએ કહેતી નથી. હું તો હંમેશાં પાડોશીને પૂછી માહીત થાઉંછું.

નરભેરામ—તમે જરા વિચાર કરો; કે તેમને શું દુઃખ હશે? મારા તરફની તો તેમને જરા પણ અડચણ નથી. દયાકુંવર તો તેનું નામ સાંભળીનેજ નાસેછે.

મારી માતુશ્રીથી તો તમામ લોકો જાણીતાં છે, કે તેમનો સ્વભાવ શાંત છે. એટલે તેમના તરફથી કાંઈ દુઃખ હોય તેમ જણાતું નથી.

જમનાંબાઈ.—(ગંગા સામું જોઇને) ગંગા બોલ તારે જે અડચણ હોય તે બતાવ; કે રૂબરૂમાં બધીવાત ઠીક થાય.

ગંગાવહુ—કાંઈ નહીં. મારે તો ફકત જૂદુંજ રહેવુંછે.

જમનાંબાઈ—સાંભળ્યું નરભેરામ ભટ? જો તમારે હમેશાં સલાહ શાંતીથી ચાલી, તમારો અવતાર તમે સુખમાં કાડવા ઇચ્છતા હો તો તેજ માર્ગ સર્વોત્તમ છે. સાથે રહેવામાં કાંઈ વડાઈ કહેવાઈ નહીં, પોતાની કમાણી તણાઈ જાયછે, તથા લોકો પણ ધારે કે કમાવાની શકિત નથી. તમે જ્યારે જાતે કમાવા શીખ્યા છો; ત્યારે તમારે જૂદાં રહેવામાં શું અડચણ છે? વળી જૂદા રહેવાથી તમે સુખી થશો.

નરભેરામ—માબાપથી જૂદાં રહેવામાં કેટલીએક અડચણ છે. બધી ઘરની ફિકર માથે પડેછે; ને કમાણી બંધ પડે તો જૂદાં હોવાથી મહા મુશીબત પડેછે. વળી સાથે રહેતા હોઇએ ને લોકો ધારે કે માબાપની કમાણી ખાયછે, તો તેમાં શી અડચણ છે? જ્યારે માબાપે ઉછેરી મોટા કર્યા ત્યારે તે શાબાશી પણ તેનેજ ઘટેછે. વળી લોકોની દેખાદેખી કરી જૂદાં રહેવું એ પણ નુકશાન કર્તા છે, અને અંતે ખત્તા ખાવા પડેછે. બગલાની દેખાદેખી કરવાથી કાગડે પોતાનો જીવ ખોયો. તે સાંભ-

જો તો તમને માલમ પડે, કે એમ કરવાથી નુકશાન છે. "એક નદિના કિનારાપર બગલો માંછલાંને ઉંચેથી પડી પકડતો હતો, ને તેથી પોતાનો નિર્વાહ ચલાવતો હતો. તે જોઈ કાગડો પણ તેનીજ મીશાલે માંછલાં પકડવા લાગ્યો એમ કરતાં કેટલેક દિવસે શેવાળમાં જબરૂં માછલું તેના જોવામાં આવ્યું. તે પકડવાને માટે જેવો ઉંચેથી પડ્યો કે તુરત શેવાળમાં ચાંચ તથા માથું પેસી ગયું; તેથી મું-ઝાઇને મરણ પામ્યો. તે જોઈ બગલે કહ્યું—

દુહો.

"કરતા હૈયે તે કિજિયે, અવર ન કિજે કગ;
માથું રે'શે વાળમાં, ઉંચા રે' બે પગ."

માટે દેખાદેખી કરી જુદુ રેહેવામાં મારા હાલ પેલા કાગડાના જેવા થાય. માટે મને એ વાત બાજવી લાગતી નથી.

જમનાંબાઇ—ત્યારે એમ કહોને કે મારે જુદુ રેહેવાની ખુશી નથી. તમારે સંપસંપીને ચાલવાની ખુશી હોય તો જૂદા થાઓ; પછીતો જેવી તમારી મરજી.

નરભેરામ—આ બાબતનો જવાબ હું પ્રાતઃકાળમાં ઘેર ગયા પછી મોકલાવીશ. હવે રાત ગઇછે માટે સુઇજાઓ.

(સરવે સુઇ જાયછે. નરભેરામને વિચારમાં ને વિચારમાં ઊંઘ આવતી નથી. એટલામાં પ્રાતઃકાળ થાયછે.)

નરભેરામ—(ઉઠીને) લ્યો ત્યારે હવે હું જાઊંછું.

જમનાંબાઇ—પણ પેલું ભુલતાં નહી હો? (નરભેરામ જાયછે.) (બીજો અંક સમાપ્ત.)

# અંક ૨ જો.

## પ્રવેશ ૧ લો.

**સ્થળ નરભેરામનું ઘર. દેવબાઈ તથા નરભેરામ.**

દેવબાઈ—(નરભેરામને આવતો દેખીને) કેમ દીકરા તારો ચેહેરો આજ મને ઉદાસ જણાયછે વારૂ ?

નરભેરામ—કાંઈ નહીં માજી. એતો ઉઠીને તુરત ચાલ્યો આવુંછું માટે વખતે ચેહેરામાં ફેરફાર જણાતો હોયતો.

દેવબાઈ—દિકરા જરા વિચારીને બોલ. શું મેં તને કોઈ દિવસ નિંદ્રામાંથી ઉઠતાં નથી જોયો ? માટે ખરે ખરૂં કહે.

નરભેરામ—હું જમવા ગયો ત્યારે તેમણે મને રાતવાસો રેહેવાનો આગ્રહ કર્યો, તેથી હું રાત રહ્યો. ત્યારે તેમણે મને જુદું રેહેવા કહ્યું. વળી અત્રે આવતી વખત પણ યાદ આપીને કહ્યુંછે, કે ઘર ભાડે લઈ ખબર કેહેવરાવજો. તેજ કારણથી ઉદાસ દેખાઉંછું.

દેવબાઈ—દિકરા એમાં શી અડચણ છે ? જો જૂદાં રેહેવાથી તારા ઘરમાં ટંટો મતી સુખ શાંતી થતી હોય તો તેમાં હું બહુ ખુશી છું. વળી જ્યારથી તને પરણાવ્યો ત્યારથીજ હુંતો તને જુદો થયેલોજ સમજુછું. કયો દિકરો પોતાના માબાપ સાથે આખો અવતાર રેહેછે ? માટે તું કહેણ મોકલ કે ઘર ભાડે લીધું છે.

નરભેરામ—ઠીક ત્યારે. સામી શેરીમાં ખાલી ઘર એક છે. તે રાખી ત્યાં આપણું તાળું દઉંછું. ને તે બાબતની

ખબર પણ કોઈ સાથે કહેવરાવુંછું.

( ઘર ભાડે લઇ ખબર કહેવરાવે છે.)

દેવબાઈ—કેમ દિકરા ઘર ભાડે લીધું ?

નરભેરામ—હા માજી. સામી શેરીમાં લીધુંછે. તે બાબતની ખબર પણ કહેવરાવી છે હવે આવે એટલી-જ વારછે.

દેવબાઇ—ત્યારે આ તમારો સરસામાન પણ તૈયાર છે. જો હવે ગંગાવહુ ઝટ આવે તો લેઇ જાય.

( ગંગાવહુ આવેછે. )

દેવબાઇ—વહુ આ તમારો સરસામાન સંભાળીને તમારે ઘેર લઇ જાઓ. ને આજ સુભ મુહુર્ત છે, માટે ત્યાંજ રસોઇ કરો.

ગંગાવહુ—ઠીક ત્યારેતો. (તમામ સરસામન લઇજાયછે.)

---

# પ્રવેશ ૨ જો.

**સ્થળ નરભેરામનું ઘર, ગંગાવહુ નરભેરામ તથા કર્કશા કુંવર.**

ગંગાવહુ-સાંભળોછો? જમવાનો વખત થયોછે માટે ઉઠો.

નરભેરામ—બહુ સારૂ નાહાવાને વાસ્તે ઉનું પાણી તથા અબોટીયું બાજ ઉપર મુક.

ગંગાવહુ—લ્યો. (અબોટીયું તથા પાણી બાજે મૂકેછે)

નરભેરામ—(નાહીને) લાવ ખાવાનું હોય તે જરા બાઇને કામ છે, માટે મારે બહાર જવુંછે.

ગંગાવહુ—આજે વળી એટલું બધું શું કામ છે? (પીરસે છે.)

નરભેરામ—(જમીને સોપારી ખાઈ બજારમાં જાય છે.)

ગંગાવહુ—કર્કશાકુંવર !

કર્કશાકુંવર—શું કહે છે બા ? કાંઇ કામ હોય તો કહે.

ગંગાવહુ—આલે આ રૂપિઓ લઇને કંદોઇની દુકાન પરથી મીઠાઇ વગેરે ખાવાનું લઇ આવ.

કર્કશાકુંવર—ઠીક બેન લાવ.

(રૂપિઓ લઇને મીઠાઈ લાવે છે.)

ગંગાવહુ—ચાલ બેન આપણે ઝટ જમીને સુઇ રહીયે.

કર્કશાકુંવર—હું જરા બે બેહેડાં પાણી ભરી આવું પછી વાત.

ગંગાવહુ—ચાલને હવે પાણીની વાત વળી પછી.

કર્કશાકુંવર—ઠીક બેન. (બંને જણાં જમવા બેસે છે.)

ગંગાવહુ—(જમીને) હવે અહીંઆં ખાસી મજેની હવા આવે છે. માટે આપણે સુઇ જઇએ. પેલું જમવાની કાટડીએ તાળું વાસવું, કે અંદર કાંઇ જનાવર ન જાય. ઠામ ભલે બહાર પડ્યાં તેની શી ચીંતા છે ? સુઇ ઉઠ્યા પછી માંજી નાંખીશું.

કર્કશાકુંવર—ઠીક બેન. (તાળુ વાસીને બારી ખુલી મૂકી સુઇ જાય છે.)

અલીયસ—(મનમાં) અરે ! આજ પાંચ સાત દિવસથી આ શેરીમાં પાટકું છું, પણ કોઇ જગાએ લાગ આવતો નથી. આજ તો ખુદાની મેહેરબાનીથી આ બારી ઉઘાડી મૂકી સુતાની મતી ઘરવાળાંને સુઝી છે. માટે બહાર વાસણ કુસણ પડ્યું હોય તો લઇને ચાલતો થાઉં,

કે ઘેર જઇને વેચી છોકરાંને રોટલા ભેગાં કરૂં. (એમ વિચારી ઘરમાં પેસી તમામ ઠામ ચોરી જાયછે.)

ગંગાવહુ—(ઉઠીને) અરે! આ ઘરમાંથી બહાર પડેલાં વાસણો ક્યાં ગયાં? ખરેખર કોઇ ચોરી ગયું! હવે હું શું મોડું બતાવીશ!! કોઇ કહેશેકે જુદાં રેહીને ફળ કાઢયું. માટે હવે મારે શું કરવું? ચાલજીવ કર્કશાકુંવરને તો જગાડું. કર્કશાકુંવર બેન ઉઠ.

કર્કશાકુંવર—કેમબેનગંગા તેમનેબેબાકુળી બનીઉઠાડી! શું તને કોઈ માણસની બીક લાગી?

ગંગાવહુ—ના બેન એતો કાંઇ નથી. પણ આપણાં વાસણો બહાર મૂકી સુઇ ગયાં હતાં તે વાસણો અહીંઆં નથી. તે ક્યાં ગયાં તેની ખબર પડતી નથી. માટે કોઇ ચોરી ગયું હોય એમ મને લાગેછે, જરા તપાસ કરને.

કર્કશાકુંવર—અરે બેન! કાંઈ કાળી થઈ. આપણે હમણાંજ સુતાંછીએ, એટલા વખતમાં વળી ચોરી કોણ જાય? તપાસ તો કર કે પેલી ઓરડીમાં નહોય?

ગંગાવહુ—અરે! ઓરડીમાં શું મૂકે!! મેંતો બધે તપાસ કર્યો. પણ ક્યાંઈ પત્તો લાગતો નથી. માટે ખચીત કોઈ ઉડાવી ગયું.

કર્કશાકુંવર—એમ હોય તો આપણે પોલીસમાં ઝાહેર કરવા માણસ મોકલીયે, કે તે ઝાહેરરીતે તપાસ કરે.

ગંગાવહુ—નારે બેન! મારો વળી વાંક આખા ગામમાં નીકળે. હમણાં તો જરાએ ચુંકેચાં કરવું નહીં. વળી વખત આવશે ત્યારે ઝાહેર કરીશું, કે મારો જરા પણ

વાંક ન નીકળે. (એક બાઈ આવેછે.)

ઠગારીબાઈ—આ ઘર કોનાંછે ?

ગંગાવહુ—માતાજી આ ઘર તો અમારાં છે. વારૂ તમે ક્યાંનાં રહેવાશી છો ?

ઠગારીબાઈ—હું કાશીની રહેવાશીછું. ઘણા વરસથી યાત્રેચ્છાથી હું પરદેશમાં નીકળીછું.

ગંગાવહુ—માજી કાંઈ વિદ્યા જાણોછો ?

ઠગારીબાઈ—અરેબાઈ વિદ્યા વગર કાંઈ પરદેશમાં રહેવાય નહીં. ગુરૂનો આપેલો મારી પાસે મંત્રછે. તે એવા તો ચાલેછે કે જેને છોકરાં નથતાં હોય તેને છોકરાં દઉછું. જેને પોતાના પતી સાથે પ્રીતી નહોય તેને પ્રીતી કરાવુંછું. વારૂબાઈ તમારે કાંઈ છૈયાંછોકરાં છે ?

ગંગાવહુ—(નીસાસો નાંખીને) અરે બાઈ એવાં નશીબ હોય ક્યાંથી કે હું છોકરાંની માડી કહેવાઉં.

ઠગારીબાઈ—(મનમાં) આજ તો ઠીક હાથ આવ્યું છે. વેહેલાં મોડી એમનેજ છેતરવી એ વધારે સુગમ પડશે. (ઝાહેર) ભલે તમે જરાપણ તમારા મનમાં અંદેશો રાખશો નહીં. તમને એટલાં છોકરાં થશે કે તમે સાચવી પણ શકશો નહીં. હાલ તો તમારે મહા વિપત્તી પડતી હશે. પણ જો પરમેશ્વરનો હુકમ તો તમને છોકરાં થાય એવા ઇલાજ કરીશ. પણ વારૂ તમારે ને તમારા વરને તો બનેછેના ?

ગંગાવહુ—અરે! એમ હોય ત્યારે તો જોઇએશું ? પી

ડાળ એછેમા.

ઠગારીબાઈ—ત્યારે આ મંત્રેલી વિભૂતીછે. તે તમારી પાસે રાખો. ને જ્યારે તમારો ધણી ઘેર આવે, ત્યારે નાહી ધોઇને સાફ થઈ રહેવું. આવે કે તુરત તેમના માથામાં આ વિભૂતી ભભરાવશો કે તે તમારે વશ થઇ જશે.

ગંગાવહુ—ઠીક માતાજી. ત્યારે તો હું તમારા કહેવા પ્રમાણે કરીશ. પણ તમારા હાથમાં શુંછે ?

ઠગારીબાઈ—એતો વેચવાનું રેશમી લુગડું છે.

ગંગાવહુ—માતાજી તેમની કીંમત શી બેસશે ?

ઠગારીબાઇ—તેતો ચાર રૂપિઆની કીંમતનું છે. પણ તમારે ને મારે જીવ બંધાણોછે. તો હજારવાર તમારો ખપ પડશે. માટે તમારે રાખવાની મરજી હોય તો બે રૂપિએ આપીશ.

ગંગાવહુ—ઠીક ત્યારે. કર્કશાકુંવર ? આપણા પટારો ઉઘાડી બે રૂપિઆ માતાજીને આપ.

કર્કશાકુંવર—ઠીકલ્યો આપું.

( પેટીમાંથી રૂપિઆ કાઢી આપે છે. )

ગંગાવહુ—કેમ માતાજી આપ પધારશો ?

ઠગારીબાઈ—હવે વખત થવા આવ્યો છે, માટે મારે જવુંછે.

ગંગાવહુ—ઠીક. પણ કોઇ વખત મારા જેવી ગરીબ દિકરી ઉપર કૃપા કરી પધારતાં રહેજ્યો. તો મને બેઘડી આનંદ થશે.

ઠગારીબાઈ—ઠીક ત્યારે વળી કોઈ વખત આવીશ.

( જાયછે. )

ગંગાવહુ—કર્કશાકુંવર આ ઠીકછે ના ? બે રૂપિએ લીધુંછે, પણ કીમત ચાર રૂપિઆની છે.

કર્કશાકુંવર—હા છેતો એમ. (એટલે નરભેરામ આવેછે.)

ગંગાવહુ—કેમ આજે મોડા આવ્યા? આજ મેતો એક રકમ ખરીદ કરીછે કહો તો તમને બતાવું.(બતાવેછે)

નરભેરામ—આ કપડું કોની પાસેથી શું કીમત આપી લીધું!

ગંગાવહુ—એની કીમત તમે કરો જોઉ.

નરભેરામ—બજારમાં લેવા જઈએ તોતો ચાર રૂપિઆ અગર તેથી પણ વધારે મુલ બેસે.

ગંગાવહુ—એક બાઈ વેચવા આવી હતી. તેની પાસેથી લીધું.

નરભેરામ—એવી રકમો જે બાઈઓ વેચવા આવે તેનો તપાસ કરી પછી લેવું. નહીંતો પછી પસ્તાવું પડશે.

ગંગાવહુ—અરે! રામરામ!! એમાં શું વિચાર કરવો હતો. તેતો બિચારી ભલીને વૃદ્ધ હતી. તે કાંઈ ધૂતારી કે ઢોંગી નહોતી.

નરભેરામ—ઠીક એતો, હવે વાળુ તૈયાર હોયતો લાવ.

ગંગાવહુ—ચાલો તૈયારછે. (જમવાનું આપેછે. પછી જમીને સુએછે.)

---

# પ્રવેશ ૩ જો.

## સ્થળ દેવબાઇનું ઘર. નરભેરામ તથા દેવબાઈ.

નરભેરામ—માજી શું કરોછો?

દેવબાઈ—આવ દિકરા આજ અત્યારમાં ક્યાંથી?

નરભેરામ—શાક લેવા આવ્યો હતો, એટલે યાદ આવ્યું કે ઘેર થતો જાઉં. એથી આંટો આવ્યો.

દેવબાઇ—ઠીક દીકરા આજતો બહુ સારૂં કર્યું. પણ વારૂ જુદાં રહેવા પછે તેમના સ્વભાવમાં ફેરફાર પડ્યો?

નરભેરામ—ના માજી હજીતો એમને એમજછે. જેને જેવી ટેવ પડી હોય તે કાંઈ જતી નથી. તેતો આત્મા સાથેજ નાશ પામેછે.

દેવબાઇ—રાંધતાંતો બરાબર શીખીકે જેવી હતી તેવી ને તેવીજ છે?

નરભેરામ—એ આશા રાખવી એજ ફોકટછે. વળી સુધરવાની ઇચ્છા હોય, તો પોતાનામાં આવડત ન છતાં જુદું થવાનું શા માટે કહે? તેનો જરા વિચાર કરવો જોઇએ.

દેવબાઇ—એવી ટેવતો ઘણીક સ્ત્રીઓને હોય છે.

નરભેરામ—લત કાંઇ એવી હોય? આપણે હમેશાં તેની કેટલી ખાપણ કાઢીયે? જ્યાં જોઇએ ત્યાં ખામીજ ખામી.

### શાર્દુળ વિક્રિડિત છંદ.

ખાવાનું કરવા તણી ફીકર બા, આવી વશી અંગમાં;  
જેણે કામ કરેલ હોય નહીને, નિત્યે રમ્યું રંગમાં;

તેને જાણ પડે નહી કશી દિલે, ખાણું શી રીતે બને,
નિત્યે કાચુ બનાવિ આગળ ધરે, પ્રીતિથી મારિ કને. ૧
કાંતો કાચિ બળેલ રોટલી કરે, કાળિ દિસે રંગમાં;
જોતાં ભાગિજ જાય ભૂખ સરવે, બાઘી ગરે અંગમાં;
કારો જાડિ કરે અતી કણકની, કાંતો કરે ભાખરા,
મધ્યે કાં મજબૂત ખૂબ કરિને, શેકે નહિ તે જરા. ૨
નાંખે નીમક શાકમાં નિયમથી, નિત્યે વધારે વળી,
જોતાંતો ઉપજે અપાર દિલમાં, અગ્ની મરૂં હું બળી;
કાંતો શાક અપાર મોળું કરિને, બાળી મુકે તે બધું,
એવીછે ચતુરાઇતો ચિત વિષે, શું હું વખાણું વધુ. ૩

માજી માટે તેને સુધારવાની આશા રાખવી એજ ફોગટછે. કારણકે જેનો સ્વભાવ નાનપણમાં સુધરતો નથી, તેનો સ્વભાવ મોટપણેતો સુધરેજ શાનો. એતો કહેવત છેકે,– " જે ઢાળા ઢળ્યા તેજ ઢળ્યા" એમાં ફેરફાર થતો નથી.

દેવબાઇ—ખરી વાત છે દિકરા.

નરભેરામ—માજી હવે હું જાઉ છું. (જાયછે.)



# અંક ૪ થો.

## પ્રવેશ ૧ લો.

**સ્થળ નરભેરામનું ઘર. નરભેરામ તથા ગંગાવહુ.**

નરભેરામ-(આવીને) લે આ શાક ઝટ જમવાનું બનાવ.

ગંગાવહુ—ખાવાનું કઇ વખતનું થયું હોત. પણ તમે ગામમાં દીવા કરવાથી તમે હાથ ન આવ્યા માટે હું શું કરૂં. (રાંધેછે.)

નરભેરામ—ઝટ કર. એટલે નાહીલઉં. એટલા વખતમાં તૈયાર કર. (નરભેરામ નાહીને જમવા બેસે છે.)

નરભેરામ—(મનમાં) અરે પ્રભુ! આજ કામ જૂદાં થયાં પણ આશરે બે.ચાર માસ વિતવા આવ્યા. પણ તેના કામમાં જરા પણ સુધારો થયો હોય એમ જોવામાં આવતું નથી. રસોઇ કરતાં પણ આવડતી નથી. ત્યારે તે મારા ઘરની શોભા શું વધારવાની હતી.

### ઉપજાતીવૃત.

જેને જરા ભાન ન રાંધવાનું, અંતેથી ખાણું ન સુધારવાનું;
તે નીતિ રીતે ઘર ના સુધારે, નઠારિ નારી દુખદાઈ ભારે. ૧

નઠારી સ્ત્રીથી દેવ પણ હારી ગયાછે; તો મનુષ્યના શા ભારછે. (જમીને) મારે કામછે માટે બજારમાં જાઉંછું.

ગંગાવહુ—બહુ સારૂં કામ હોય તો જાઓ.

કર્કશાકુંવર—( બહારથી આવીને ) ગંગાબેન તારો

વરતો જમીને ગયા જણાયછે. હું તો મારે ઘેરથી ચાલી આવતી હતી, ત્યારે વિચાર તો થયો કે પેલી બાઇને તેડીને ગંગાને ઘેર જાઉં. પણ વળી વિચાર થયો કે વખતે ગંગાનો વર હોય, ને તેને દેખતો વળી ખીજે. તે બીકથી હું તેડી લાવી નથી.

ગંગાવહુ—ઠીક કર્યું બેન. નહીં તો કયાંક આપણી ખાંનગી વાતની તેને જાણ પડે તો આપણે અહીંઆં ન બોલાવાય.

કર્કશાકુંવર—હા બેન એ વાત તો ખરીછે. પણ બેન મને તો એ બાઇ બહુ હુશીઆર અને ભલી લાગેછે. જોને તે દિવસે આપણી સાથે ઓળખાણ થઇ કે તુરત ચાર રૂપિઆની મતા બે રૂપિઆમાં આપી ચાલી ગઇ.

ગંગાવહુ—છેતો ભલી પણ હવે તારો બનેવી તો જમીને ગયાછે. માટે તું જરા જાને ઉતારાપરથી તેને બોલાવી લાવ. અને આ રૂપિઓ લેતી જા. તેનું તેને માટે તથા આપણે માટે કંદોઇની દુકાનપરથી ખાવાનું લેતી આવજે,

કર્કશાકુંવર— ઠીક ત્યારે લાવ રૂપિઓ કે એક પંથ ને દો કાજ કરતી આવું, તેને પણ તેડતી આવું ને તારૂં બતાવેલું કામ પણ કરતી આવું.

ગંગાવહુ—ઠીક ત્યારે. (રૂપિઓ આપીને વિદાય કરેછે.)

—❧—

# પ્રવેશ ૨ જો.

**સ્થળ ઠગારીબાઇનો ઉતારો. ઠગારી બાઇ તથા કર્કશાકુંવર.**

ઠગારીબાઇ—(કર્કશાકુંવરને જોઇને) કેમ તું અત્યારે આવી. મારૂં અત્યારે શું કામછે જે હોય તે કહે.

કર્કશાકુંવર—તમને ગંગા બોલાવેછે. તેણે મને કહ્યું હતું, કે માતાજીને તેડતી આવજે. માટે તેડવા માટે આવીછું.

ઠગારીબાઇ—બહુ સારૂ ત્યારે આપણે બંને ઘડીક રહીને સાથેજ જઇએ. વારૂપણ બીજું કાંઇ તમને કહ્યુંછે.

કર્કશાકુંવર—તેમણે કહ્યુંછે કે કાંઇ વેચવાનું હોય તો લેતાં આવે.

ઠગારીબાઇ—બહુસારૂં. મારી પાસેતો ફકત એકજ જણસ વેચવાની છે. તેના ગુણનો પાર નથી. એક ઘડી-માં લોઢાનું સુવર્ણ કરે એવા તેનામાં ગુણછે. હું આ જણસ કોઇને આપવાની નહોતી પરંતુ મારો ને ગંગાનો જીવ એક હોવાથી તેમને આપવી, એવો મારો વિચાર છે; કે તે મને જીવે ત્યાં સુધી યાદ કરે.

કર્કશાકુંવર—ત્યારે તમારી તેના ઉપર અથાગ મેહેરબા-ની હોય એમ મને જણાયછે. ભલે બાઇ તમે અમારા ગામમાં આવ્યાં; કે જેથી મારી બેનપણીના સરવે મનો-રથ પાર પડશે, એટલે હું મારા મનમાં સંતોષ માનીશ.

ઠગારીબાઈ—હા બાઇ આ સંસારમાં પાડોશીના ઘ-

રમાં પણ સારૂં હોય તો આપણે પણ સારૂં. કહેવતછે કે "મારે નહીતો મારા પાડોશીને હણ્યો." તો આતો તારી સહચરી છે, એટલે તને બમણો લાભ. ચાલ હવે આપણે ગંગાપાસે જઇએ. (બંને જણાં જાયછે.)

ગંગાવહુ—(બંનેને આવતાં દેખીને) અરે માતાજી ! તમને આવતાં તો બહુ વાર લાગી. કઇ વખતની મેતો અહીંઆંથી કર્કશાકુંવરને તેડવા મોકલી હતી. તે છતાં કેમ વાર લાગી?

ઠગારીબાઈ—મારે જરા કામ હતું માટે મેં જરા વધારે રોકાણ કરી. એટલી વખતસુધી મેં તેને બેસારી મૂકી.

ગંગાવહુ—ત્યારેતો ઠીક. પણ માતાજી તમેતો આજ ઘણે દિવસે મોઢું બતાવ્યું. કેમ કાંઇ મારા જેવી રંક દાસી ઉપર મેહેરબાની ઓછી હોય એમ લાગે છે.

ઠગારીબાઈ—અરે ગંગા એતે તું શું બોલી. તારા ઉપર તો મને મારી સગી દિકરી જેટલુંજ વહાલ આવે છે. તારા ઉપર વહાલ છે, તેનો બદલો શો આપવો છે, તે તું કર્કશાકુંવરને પૂછી જો.

કર્કશાકુંવર—હા ગંગા માતાજી કહેછે તે વાત ખરી છે. તેમનું તારા ઉપર અગાધ હેતછે. તે દરરોજ તારૂં ભલું થાય એવી ઇચ્છા રાખેછે. તારા માટે અહરનીશ પોતાના ઉતારા ઉપર પણ ચીંતવન કર્યાંજ કરેછે. વળી તેમણે તો આજ તારે માટે ચમત્કારી ચીજ આણીછે.

ગંગાવહુ—ખરીવાત માતાજી.

ઠગારીબાઇ—ખરેખર દિકરી તારા ઉપર મારૂં એટલું બધું વહાલ છે; કે તને એક વખત શ્રીમંત બનાવી દેવી, એવી ચીજ તને આપવાને વાસ્તે લાવીછું. તેથી તારે લોઢાનું તુરત કાંચન બની જશે, એટલે તારે પછી કશી ખોટ રેહેશે નહીં.

ગંગાવહુ—અરે! માતાજી એવાં મારાં નશીબ કયાંથી કે તમારી મારા ઉપર એટલી બધી પ્રીતી થાય.

ઠગારીબાઇ—ખરેખરીવાતકહુંછું. લે જો તારે(આપેછે)

ગંગાવહુ—વાહ! શો ચળકાટ છે!! આથી લોહનું કાંચન તો ખચીત બની જશે.

ઠગારીબાઈ—લાવ તારી મરજી હોય તો અત્યારે બનાવી આપું.

ગંગાવહુ—ના માતાજી તમારા જેવાં મહાત્મા મનુષ્યનો મારે બરાબર વિશ્વાસછે. કર્કશાકુંવર?

કર્કશાકુંવર—શું કહેછે?

ગંગાવહુ—આપણા પટારામાંથી તમામ ઘરેણાં લાવી માતાજીને આ જણસના બદલામાં આપ.

કર્કશાકુંવર—લ્યો આપું. (સર્વ ઘરેણાં આપી દેછે.)

ઠગારીબાઈ—અરે દિકરી તારા ઉપર મારૂં અથાગ હેતછે, તેના બદલામાં મેં તને આપેલછે. માટે મારે બદલો નથી જોઇતો.

ગંગાવહુ—માતાજી હું આપને બદલો આપતી નથી. આતો તમે મારા ઉપર ઉપકાર કર્યોછે, તેની ખુશાલી દાખલ આપુંછું.

ઠગારીબાઈ—બહુ સારૂં તારી મરજી છે તો લાવ (લઈ લેછે.)

ગંગાવહુ—કર્કશાકુંવર જો તું બજારમાંથી મારા કહેવા પ્રમાણે મીઠાઈ લાવી હોય, તો તેમાંથી અરધી માતાજીને આપ.

કર્કશાકુંવર—લ્યો આપું. (અરધી મીઠાઈ આપેછે.)

ઠગારીબાઇ—ગંગા હું હવે જઇશ. કારણકે તારી પાસે આવ્યા ને મને આશરે બે કલાક થવા આવ્યા.

ગંગાવહુ—મારા ઉપર મેહેરબાની કરી પધારતાં રેહેવું.

ઠગારીબાઇ—ઠીક દીકરી. (તે જાયછે.)

ગંગાવહુ—કર્કશાકુંવર. આપણે તો તેને આશરે બસેંક રૂપિઆનું ઘરેણું આપ્યું હશે. પણ આપણને તો તે ઘણું અમુલ્ય નંગ આપી ગઈ.

કર્કશાકુંવર—હા. આપણે તો એક ઘડીમાં ઘરેણાનો બદલો વાળી લઈશું. કારણ લોઢું લાવીને અડકાડશું કે સુવર્ણ થશે.

ગંગાવહુ—હાજતો આપણને તો ઉલટો આ કામમાં નફો છે.

કર્કશાકુંવર—પણ બેન મારી વાત તારે સાંભળવી જોઇએ.

ગંગાવહુ—શું? જે હોય તે કહે.

કર્કશાકુંવર—આપણે તેની અજમાયેશ કરી જોવી જોઇએ. વખતે આપણને તે ધૂતી ગઇ ન હોય.

ગંગાવહું—અરે રામ! રામ!! એ શું બોલી!!! એતો બહુજ ભલી બાઈછે, એ કદી એમ છેતરેજ નહીં.

કર્કશાકુંવર—પણ અજમાવી જોવામાં આપણું શું જાયછે.

ગંગાવહુ—ઠીક. ત્યારે લાવ લોઢાનો કડકો કે તેને અડકાડીયે.

કર્કશાકુંવર—લે (એમ કહી તેને લોઢાનો કડકો લાવી આપેછે. તેને અડકાડી જોતાં સોનું થતું નથી.)

---

## પ્રવેશ ૩ જો.

**સ્થળ—ગંગાવહુનું ઘર. ગંગાવહુ, કર્કશાકુંવર તથા પાછળથી નરભેરામ આવેછે.**

ગંગાવહુ—અરે! કર્કશાકુંવર!! હું તો ઠગાણી!!! આતો ખોટી જણસ આપીને રાંડ આપણું ઘરેણું ધુતી ગઇ.

કર્કશાકુંવર—જો તું કહેતી હોયતો હું પાછી તેને ઉતારે જઇને તેને લાલચમાં નાંખી તેડી લાવું.

ગંગાવહુ—ભલી થઇને પરમેશ્વર વાસ્તે દોડી જા ને ઝટ લાવ.

કર્કશાકુંવર—(તપાસી આવીને) એતો ત્યાંથી તેનો સરસામાન ઉપાડી જતી રહી. હવે કેમ કરીશું?

ગંગાવહુ—કેમ કરીશું શું. એતો હું તારા બનેવીને માથે નાંખીશ.

કર્કશાકુંવર—શીરીતે તેના ઉપર તહોમત મુકીશ?

ગંગાવહુ—એમ કહીશ; કે જૂગાર રમવાને માટે મારૂં ઘરેણું તમામ ચોરી ગયા. એટલે મને કાંઇ નહીં કહી શકે, વળી જો કદાપી કહેશેતો વધારે ફજતી કરીશ.

(નરભેરામ આવે છે.)

નરભેરામ—(આવીને) શું વિચાર કરેછે?

ગંગાવહુ—મારૂં ઘરેણું પેટીમાં નથી.કોણ જાણે કયાં ગયું,

નરભેરામ—જાયકયાં? બરાબર તપાસ કર એટલે જડશે.

ગંગાવહુ—કાલેજ જૂગારમાં હારી ગયા, ને વળી અ-જાણ્યા શા માટે થાઓછો. મને બરાબર સમાચાર મળ્યાછે.

નરભેરામ—અરે રાંડ તને જૂઠું બોલતાં શરમ પણ આવતી નથી. કે આવા મોટા કામમાં પણ તું મારો વાંક કાઢે છે.

ગંગાવહુ—પોતે ચોરીને પોતેજ નામુકર જવું એ કાંઇ ઠીક નથી.

નરભેરામ—જરા તું પરમેશ્વરનો તો ડર રાખ.

ગંગાવહુ—એમાં ડર શેનો? આવી રીતે ઘરમાં હરનીશ થશે, તો આપણું ઘર ચાલે નહીં. (એમ કહી રોવામાંડેછે.)

૧ લો માણસ—અરે બાઇ તમે કેમ રૂઓછો?

૨ જો માણસ—તમારે શું દુઃખ છે; તે તમે દીલ-ગીર થયાંછો?

ગંગાવહુ—આ ઘરનો ધણી કાલે જૂગારમાં મારૂં ઘરેણું હારી આવ્યો, ને આજ મારો વાંક કાઢેછે.

નરભેરામ—અરેપ્રભુ! મેં તારો શો અપરાધ કર્યોછે? આ રાંડનું અસહ્ય દુઃખ હું કયાં સુધી સહન કરૂં? મારી આબરૂ આખા ગામમાં ઘટાડી, માટે આથી મરવું એજ ઉત્તમછે.પરંતુ મારા હિંદુ ભાઇઓ બાળલગ્નની ખરાબીથી વાકેફ થાય, ને તે નઠારા ચાલને તજીદે. માટે તેમને

શીખામણ આપી મરવું એ ઉત્તમ છે.

દોહરા.

દુઃખ સારૂં શુળીતણું, જીવ જતાં સુખ થાય;
દિલથી દુઃખ નઠારિનું, જીવ જતાં નહિં જાય. ૧
મરવું રણવગડે ભલું, અન્નોદક નહિં જાય;
પણ ભામા ભુંડી થકી, બળતર નહિં બૂઝાય. ૨
વિખ જમવું ભલું વિશ્વમાં, મરદુખ દિલમાં થાય;
પણ નઠારિ નારી થકી, અધીક ઝેર ઉભરાય. ૩
જેણે જનમાં જગતમાં, કીધાં પાપ અપાર;
તેને મળશે મહિવિષે, નઠારી નિશ્ચે નાર. ૪
બાળ લગ્નથી બાળકો, બળી થાય બેહાલ;
તેમાં નારી નઠારિથી, થાય બાળનો કાળ. ૫
ચેતી ચિતમાં ચોંપથી, તુરત તજો આ ચાલ;
બાળકા'ડવા ઝાળથી, પડો તુરત દઈ ફાળ. ૬
તજો નઠારા ચાલને, તરત ગૃહી શુભ ચાલ;
તો આશિષ અંતરથકી, દેશે તમને બાળ. ૭

બાળલગ્નથી આવાં અનેક તરેહનાં નુકશાન છે. માટે તેને તજવાથી દેશને ફાયદો થશે. મારા મર્ણ પશ્ચાત આ દોહરા એક સ્થંભમાં કોતરાવજ્યો. ( પેટમાં છરી મારી મરી જાય છે. )



## મને આશ્રય આપી અગાઉથી ગ્રાહકો થએલા શખ્સોના નામ ઉપકાર સાથે નીચે લખુંછું

મહુવા.

૧૦ પારેખ વનમાળી ઇંદ્રજી.
૧૦ ખોજા અલીભાઇ વહાલજી
૫ રા. રા. મે. નારણદાસ મોતીરામ ડા.સા.
૫ ખોજા હસનઅલી વિ. સલેમાન.
૩ દોશી મથુરાંદાસ લવજીભાઈ
૩ શેઠ વલ્લભદાસ પોપટ
૨ રા.રા.નારાયણદાસ શામજીભાઈ ફો. વ.
૨ રા. રા. મેહેતા નરોતમદાસ માલજી
૨ બુસા જાદવજી જસરાજ
૨ રા. રા. વિશ્રરામ ઠાકરશી.આ. મ. સ્કુલ.
૨ રા. રા. ફુલચંદ મેઘજી આ. મ. સ્કુલ.
૨ રા. રા. રેવાશંકર મુકનજી આ. મ. સ્કુલ.
૨ ખોજા ઇબ્રામભાઇ મનજીભાઈ
૨ ખોજા રેહેમતઅલી વહાલજી
૨ મહંત રામવનજી ધરમવનજી
૧ રા. હેમપરીમાનપરી માનીટર. મ. સ્કુલ.
૧ રા. સુંદરજી ચતૂરભુજ મા. મ. સ્કુલ.
૧ રા. નરોતમ મહાવજી મા. મા. સ્કુલ.
૧ રા. નથુકેશવજી મા. મ. સ્કુલ.
૧ ગોપાળજી કરશન.
૧ ફુલચંદ ત્રીભોવન
૧ વનમાળી ડોસાભાઈ
૫ કાળીદાસ જેઠાભાઈ
૧ નરોત્તમ મંગળજી
૧ કાળીદાસ આણંદ
૧ રા. રા.વલ્લભદાસ કરશનદાસ.ફો.ન્યા.કા.
૧ રા. રા. પરમાણંદદાસ હરગોવીંદદાસ. ફોજદારી કારકુન.
૧ ખોજા નાહાનજી હાશમ ફોજદારીવકીલ.
૧ ત્રવાડી આણંજી જયશંકર
૧ મે. મુનશી નજમુદીન મો. ઈ.
૧ ત્રીભોવન નહાનજી
૧ ખોજા વાલજી વીરજી

૧ રણછોડ પ્રયાગજી
૧ રજપૂત કાળુભાઇ નથુભાઈ
૧ સોની દેવરાજ દલા
૧ પંડ્યા કેશવજી દેવજી
૧ ખોજા પીરભાઇ મીઠા
૧ પારસી દાદાભાઈ ખરસેદજી
૧ લક્ષ્મીરામ હરીશંકર
૧ કેશવજી ખોડીદાસ
૧ જાદવજી જશરાજ
૧ દ્વારકાંદાસ કેશવજી
૧ દામોદર વીરજી
૧ સેથી નાહાનજી વશરામ
૧ ગાંધી ભોગીલાલ મહાવજી
૧ ભુતા ગોરધન નારણ.
૧ મુની હરખજી હરીભાઈ
૧ દોશી વંદ્રાવન આણંદજી
૧ વોરા ભાઈચંદ રઘુ
૧ મોદી જમનાંદાસ ઘેલાભાઇ
૧ ખોજા ભાણજીભાઈ કાશમ
૧ અમેચંદ ઝવેર

૧ કુરણાશંકર જૂંઠા
૧ ધામી ત્રીભોવન દેવજી
૧ સોની તુળશી જેરામ.
૧ તારભાઈ કરીમ
૧ ગોપાળદાસ કુબેરદાસ.
૧ દયારામ ગોવીંદજી

ભાદ્રોડ.

૬ બાવા કરશનદાસ પુરૂશોત્તમદાસ.
૧ રા. રા. મહાશંકર મોરારજી મેહેતાજી.
૧ રા.રા.ભીમજીભાઈ હરજીવનદાસથાણદાર
૧ રા. રા. અમેચંદ હરજી કારકુન
૧ રા. રા. વૃજલાલ રણછોડદાસ. કારકુન.

વાઘનગર.

૧ ખોજા જાનમાંમદ જીવરાજ
૧ ખોજા સાલેમામદ પદમશી
૧ વોરા હેદરઅલી અબદલઅલી

કલસાર.

૧ રા. રા. નરભેરામ ભવાનીશંકર મે.

શીહોર.

૫ રા. રા.જાદવજી મહાવજી તા.મા.સાહેબ.

૧ રા. રા. સુંદરજી હરીશંકર બ્રંચના મેહેતાજી સાહેબ.
૧ રા. રા. નથુ હરખજી વકીલ.
૧ રા. રા. હરજીવન ગોવીંદરામ વકીલ.

કુંડલા.

૧ વૈદ મયારામ શુંદરજી
૧ દોશી બહેચર લક્ષ્મીચંદ
૧ પારેખ છબી હરજી કારકુન
૧ રા. રા. બળવંતરાય રામકૃષ્ણ વૈ. કારકુન.
૧ દોશી હરજીવન ડાહ્યાભાઈ
૧ શેઠ બેહેચર પીતાંબર
૧ ગાંધી પ્રેમચંદ ત્રીભોવન
૧ ઠકર પ્રાગજી ગોકુળ સામાંપાદર પ્ર.કુંડલા.
૧ ઠકર તુળશી નેણશી સામા પાદર પ્રગણે કુંડલા.
૧ હીરાચંદ ગોપાળજી
૧ મેહેતા પાનાચંદ જાદવજી મોટા લીલીયા હાલ કુંડલા.
૧ મેહેતા મુળજી નહાનજી કુંડલા.
૧ કોઠારી નારણ અમરશી ,,

બોટાદ.

૧ રા.રા.કાનાજી જયરામ મે.ડાકટરસાહેબ.
૧ રા. રા. જેઠાભાઈમંગળદાસ તા.મા.સા.
૧ રા.રા.દવે મગનલાલ કરશનજી કંપાઉન્ડર.
૧ રા. રા. છોટમલાલમુળજી ન્યા.કારકુન.
૧ વકીલ ડાહ્યાભાઈ દામોદરદાસ
૧ વકીલ પ્રેમજી ઝીણા.
૧ દરજી ગોવીંદ રધા.
૧ દરજી લાલજી નારણજી
૧ રા. રા. ત્રીભોવન હરીશંકર ન્યા.કારકુન
૧ રા. રા. મનસુખરામ હરીભાઈ રંગપરપોલીસ તપાદાર

થોરડી.

૧૦ પ્રીયમત્ર ત્રીકમજી મુળજી મેહેતાજી સા.

ભાવનગર.

૫ રા. રા. આત્મારામ નારાણજી
૨ રા. રા. મહાશંકર મોરારજી
૧ રા. રા. ગોપાળજી હરખજી
૧ રા. રા. ઓધવજી પુરૂશોત્તમ
૨ પંડ્યા રણછોડલાલ ગુલાબરાય

૧ રા. રા. વીઠલ હરજીવનદાસ. દી.કો. કારકુન
૧ રા. રા.મોહનલાલહરજીવનદાસ ન્યા.કા.
૧ રા. રા. માણેકચંદ કીકા
૧ જગજીવન રતનજી
૧ પ્રાણજીવન ઓધવજી
૧ અમરચંદ ઘેલાભાઇ
૧ કુંવરજી આણંદજી
૧ રા. રા. પરભુદાસ જેઠાભાઇ મ્યુ. કા.
૧ ત્રવાડી વિશ્વનાથ દેવશંકર
૧ પારેખ પરભુદાસ મનોરદાસ
૧ રા. રા. ભગવાનલાલ કસળચંદ વકી.
૧ ભાવનગર જ્ઞાનવર્ધક સભા
૧ રા. ઓધવજી લાલજી કોટનમર્ચંટ
૧ રા. ચંદ્રશંકર વિ. માનશંકર
૧ રા. કલ્યાણરાય શંકર પ્રસાદ વૈદ.

૧ રા. પુરશોત્તમ નરસીહદાસ બા. નં. ૪ થા. ના. આ.
૧ રા. ફુલચંદ ધારશી બા.નં ૪થા ના મોનિટર
૧ રા. ત્રીભોવનદાસ કકલદાસ
૧ ખતરી ઠાકરશી ગોપાળજી

પાટડી.

૧ પારેખ ત્રંબકલાલ નથુભાઇ
૧ પંડયા બહેચરલાલ મગનલાલ.
૧ પટેલ વજલાલ વિ. સોમનાથ
૧ દેશાઇ ઇશાઇભાઇ બાપુભાઇ. સ. ગુ. નિ. આ.
૧ વ્યાસ કાળીદાસ વિ. કેશવરામ ફ્રૅ. સ્કુ. આ.
૧ શા. લક્ષ્મીચંદ વિ. સાંકળચંદ.